તાલી પાડે તેની જે નિંદા કરે રે;
તે તો લક્ષચોર્યાસીમાં ફરે રે. ”
શુદ્ધ પ્રેમથી તાલી પાડજો રે;
આસપાસના જનોને જગાડજો રે. ”
સદા તાલી પાડો રામ નામની રે;
એ વીનંતિ **તુલસીરામની** રે. ”

### ૧૭૯. રાગ કામોદ-**તાલ દીપચંદી**

“ નાથ કૈસેં ગજકો બંધ છુડાયો ” એ રાગ.

જોબન ધન પાવના દીન ચારા, વાકો ગર્વ કરે સોગવ્હારા ટેક૦

હાડ ચામકા બન્યા હે પિંજરા, ભિતર ભોર ભંગારા;
ઉપર રંગ સુરંગ લગાયો, કારીગર કરનારા. જોબન૦
બનત પશુ ચામકી પનૈયા, નોબત ઔર નગારા;
નરકી દેહ કછુ કામ ન આવે, રામ નામ હુશીઆરા. જોબન૦
સોને રૂપેકા કોટ અરૂ કિલ્લા, રાવણુકે દરબારા;
રતિ એક સોના સુખમેં ન મિલિયો. રાવણ મરતી વેરા. ”
એક લાખ પુત્ર સવા લાખ નાતી, રાવણુકે ઘરબારા;
**તુલસીદાસ** પ્રભુ તુમારે ભજનકો, છોડ ચલે પરિવારા. ”

# "श्री सद्गुरु भगवान्नी स्तुति."

## ૧૮૦. રાગ બિભાસ-તાલ દાદરો.

સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઈએ. એ લય.

પધારોને પ્રેમથી ગુરૂદેવ, આ સંતાન પાસે,
જોડી દ્વય હસ્ત વિનિત મસ્તકે ઉભો એજ આશે. પધારોને૦

પિતા દયાધન આપ છો, અમે અતિ અજ્ઞાન,
દયા સુધા વર્ષાવીને, દ્યો નિશ્ચે સદ્જ્ઞાન.
ક્ષણે ક્ષણે ધ્યાન કરૂં, ઇચ્છું ક્યારે ભેટ થાશે પધારોને૦

સદ્ગુરૂ દેવ કૃપા કરી, તાર્યા તુર્ત શુકદેવ,
ગુરૂ કૃપા જો હોય તો, સર્વ સિદ્ધ તતખેવ.
ટાળો ત્રય તાપ પાપ, તેજ જીવન સફળ થાશે. પધારોને૦

વિરહ ઘેલી ગોપિકા, કૃષ્ણ જપે સુખ નામ;
આપ વિરહમા હું જપુ, નિર્ધનના વિશ્રામ.
અમારૂં કલ્પતરૂ, ત્યાગી બીજે કયાં જવાશે પધારોને૦

શરણે આવ્યાને પ્રભો, દીયો કૃપાનું દાન;
ઉઘાડો અંતર અગલા, ટૂટે જગ અભિમાન.
અમારા સ્પર્શ મણી, સ્પર્શ કરો મોક્ષ પાશે પધારોને૦

ગુરૂજી બ્રહ્મા આપ છો, ગુરૂજી આપજ શિવ;
આપજ વિષ્ણુ સ્વરૂપ છો, વ્યા સર્વમાં જીવ.
મટાડો ભ્રાન્ત માયા, શાન્તિ તે ક્યારે મળાશે. પધારોને૦

## ૧૮૧. રાગ હમીર-ત્રિતાલ.

ગુરૂ બિન જ્ઞાન બતાવે બાટ, બડા બિકટ યમઘાટ. ટેક૦
ભ્રાંતિકી પહાડી, નદિયાં બિચમો, અહંકાર કીલાટ. ગુરૂ૦
મદ મત્સરકા મેહ બરસત, માયા પવન બહે દાટ. ગુરૂ૦
કહત કબીરા સુનો ભાઇ સાધો. કયો તરના યહ ઘાટ. ગુરૂ૦

## ૧૮૨. રાગ પ્રભાત-તાલ દાદરો.

રામ સુમર-રામ સુમર, રામ સુમર ભાઇ;
મનુજ દેહ ફેરી ખરી, એજ છે કમાઇ. રામ સુમર૦
નેનાં જુવો રામ-રામ, કાન સુણો રામ-રામ;
જીભ ગાતૂં ઠામ ઠામ, રામની દુહાઇ. ”
આત્મારામનું રટણ, નામ-રૂપ વિસ્મરણ;
ચિદાનંદ રૂપ ઘન, જુઇ-દુઇ જુદાઇ. ”
પુરૂષ રાજ્ય હરજગાહ, પ્રકૃતિ તૂં વિલય થા;
મુની બની અભેદ ગા, અહલ્લેક-લેહ-લગાઇ. ”
વિરાટ રૂપ સહજ વાહ, વાણિ બુદ્ધિને અથાહ;
બ્રહ્મ-સાગરે શી અહા, ઉર્મિ ઉભરાઇ. ”

### ૧૮૩. રાગ **લાવણી-ત્રિતાલ.**

**હ**રિ નામ સુમર સુખધામ, જગતમેં જીવન દો દિનકા. ટેક૦

પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા; (૨)
સબી છોડ કર ચલા મુસાફિર, વાસ હુવા બનકા. જગતમેં૦

સુંદર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા;
છુટા શ્વાસ બિખર ગઇ દેહી, જ્યો માલા મનકા. ”

જોબન નારી લગે પીયારી, મૌજ કરે મનકા;
કાલ બલીકા લગે તમાચા, ભુલ જાય ઠમકા. ”

યહ સંસાર સ્વપનકી માયા, મેલા પલ છીનકા;
**બ્રહ્માનંદ** ભજન કર બંદે, નાથ નિરંજનકા. ”

### ૧૮૪. રાગ **કાનડા-તાલ દીપચંદી.**

તોહે રામ મિલેંગે, ઘૂંગટકા પટ ખોલરે. ટેક૦
ઘટ ઘટ રેમતા રામ રમૈયા, કટુક બચન મત બોલરે-તોહે૦
રંગ મહેલમેં દીપ બરતહૈ, આસનસે મત ડોલરે. -તોહે૦
**કહત કબીર** સુનો ભાઇ સાધુ, અનહદ બાજત ઢોલરે.-તોહે૦

## " आत्म गुंजन "

### ૧૮૫. રાગ કેદાર-તાલ દીપચંદી.

અંતર થતું એજ ગુંજન સદા રમ્ય, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં
વ્યાધિ શરીરને તાવી રહ્યા હો, આધિ હૃદયને તપાવી રહ્યા હો;
ઉપાધિ અશાંતિ ચલાવી રહ્યા હો, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.
વૈરી ભલે કટુ વાકય વદંતા, સ્નેહી તણા મર્મ બાણો પડંતા;
અંતર છતાં એ આવી વિંધતાં, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.

રાગે હૃદય આ રંજીત થતું હો, દ્વેષે કદી બળી ખંડિત થતું હો;
મોહે અતિ જોરે પીડિત થતું હો, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.
સંપત્તિ સઘળી ચાલી જતાંએ, સંબંધ પ્રિય જનના છુટતાંએ;
ચૌરાદિ આવી ઘર લુંટતા એ, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.

ક્ષુધાર્ત સ્થિતિમાં દિન ગાળતાં એ, વસ્ત્રો રહિત શીતળ સહતાં એ;
ભૂમિ શયન નિત્ય કરતાં છતાં એ, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.
અનુકૂલ પ્રતિકૂલ સર્વ સ્થિતિમાં, આરૂઢ ગુંજન રહ્યું એ વૃત્તિમાં;
શાંતિ અભયની રહી છે ન સીમા, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.

થાતી પ્રલય મેઘની ગર્જના કે, અગ્નિ પ્રલયનો હવે વર્ષતાં એ;
બ્રહ્માંડ ડોલતું દેખતાં એ, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.

જગતના વિવિધ આ ક્ષુદ્ર પ્રસંગો, પ્રકૃતિ કેરા વળી અન્ય રંગો;
ભાસે સ્વરૂપ મુજ કેરા તરંગો, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.

સ્વરૂપે સદા એ સ્થિતિને કરાવે, ચમત્કૃતિ કંઇ અનંત જણાવે;
ગુંજે અખંડિત અનુભવે આવે, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં.

૧૮૬. ( જોયે। મારો વાહાલોરે—એ રાગ. )

કર્તવ્યને કરજે રે, કોથી ના પછી ડરજે રે,
મસ્ત થઇને ફરજે રે, તૃણવત્ લહી સંસારને હોજી.
કોઇથી તારો વાંકો ન થઇ શકે વાળ, તૃણવત્૦

અઢાર અંગથી વાકું જે, ઉંટ સમ જગત ભણાય;
તેના શુભ અભિપ્રાયને, રખે પામવા ધાય;
ઇશ્વરમાં પણ દોષ જે, જોતા ના ખચકાય.
તું સ્પૃહા જગતની હરજે રે. તૃણવત્૦

સકલ વિશ્વનો કો નથી, પામ્યું શુભ અભિપ્રાય;
કૃષ્ણ રામ પણ જગતના, જનથી જો નિંદાય;
જુએ દોષ તુજ ત્યાં પછી, શું આશ્ચર્ય ગણાય.
ભય સ્વરૂપ ન હૃદયે ધરજે રે. તૃણવત્૦

સદ્ગુરૂ ઇશ્વર શાસ્ત્ર જે વિધિથી પ્રસન્ન થાય,
તે વિધિ વેહેજે યત્નથી, કુપથ ન ધારી પાય;
છો પછી ફાવે તે કરે, આ જનનો સમુદાય,
દુર્જનનાં વચન વિસરજે રે. તૃણવત્૦

પૂર્વથી પશ્ચિમમાં વહે રવિ જો ! ગગને નિત્ય,
સુજન કૂજનનાં વચનને, ધારે કદી ના ચિત્ત,
સાધન પર રહી શુણ ન તું, લોક વચન અનુચિત;
મતિ પ્રભુમાં સ્થિર કરી ઠરજે રે. તૃણવત્૦

આયુષ્ય અલ્પ લહી સખે ! ત્યજને બીજી જંજાળ;

વ્યર્થ કુથલીમાં છો બીજા, પચી રહે રહી કંગાલ;
પણ તું તો હરિ સ્મરી સમય, સત્પ્રયત્નમા ગાળ;
પ્રતિક્ષણ હરિ હરિ ઉચરજે રે, તૃણવત્૦

નરહરિ પ્રભુની ઓથમાં, જ્યાં લગી રહીશ ભરાઇ;
ત્યાં લગી ત્રિભુવનમા તને, કોઇથી ન થશે કાંઇ;
પ્રભુથી અભિન્ન થઇ રહે, ત્રિકાળ તેથી ભાઇ;
જીવપણું ભૂલી સ્વરૂપે સરજે રે. તૃણવત્૦

૧૮૭. પદ (જશોદાના જાયા ડાહ્યા સુભદ્રાના વીરારે) એ રાગ.

પળના તમને ભૂલું વર એ, આપો મારા સ્વામિરે;
આઠે પહોરે મારે ઉરે, રહેજો અંતરયામિરે. પળના૦

ખાતા અન્ન વિષે પ્રભુ, રૂપ તમારૂં જોઉં;
પીતાં જળ જળમા પ્રભુ, તમને જોઇ જોઇ મોહું. પળના૦

શ્વાસ ગ્રહેતાં વાયુમાં, તમને ભેટું નાથ;
નહાતાં જળથી જળ વિષે, આલિંગી ભરૂં બાથ. પળના૦

સુત દારા સંબંધીના, તનુમા સુંદર શ્યામ;
ભાળી તમને ભૂલી જઉં, મિથ્યા આ રૂપ નામ. પળના૦

મિત્રામાં શત્રુ વિશે, રમણિય નીરખું રૂપ;
રાગ દ્વેષ જઇ વિસરી, થઉ તમમાં તદ્રૂપ. પળના૦

પશુમાં પોરામા અને, વનસ્પતિમાં ઇશ;
મારે નયને આવજો, માગું નમાવી શીશ. પળના૦
સકળ દૃશ્ય સ્થળ ભાસજો પ્રિયતમ મુજને આપ;
બીજું નથી કશું માગવું, દો તો દો એ બાપ. પળના૦
અંતરમાં કે બાહ્ય આ, જગત્ રૂપે કે કાળ;
નરહરિ પ્રભુ ના આવશો, શિશુ પર ધરીને વ્હાલ. પળના૦

## ૧૮૮. પદ.

" મારી કરીને મોહઆણુ, કવિ કુડા " એ લય.

આવી મારી ઝુંપડીમાં આજ મારા સ્વામિ!
પાવન કીજે આ દીન દાસ,
કોણ જાણે મારી આપ વિના દાઝ, મારા સ્વામિ!
કરશો મને ના નિરાશ.
નથી આસન રૂડું પ્રભુ બેસાડવા, નથી ષડ્રસ ભોજન જમાડવા;
મારો સ્વીકારો રોટલો ને છાશ, મારા સ્વામિ! પાવન૦
મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ આપવા, નથી પુષ્પહાર કંઠે આરોપવા,
માનો પુષ્પહાર, અર્પુ તુચ્છ ઘાસ, મારા સ્વામિ! પાવન૦
હું છું દુર્બલ ન ચરણમા કાંઇ મૂકવા, મુકું માથું પદે, ગાઓ પ્રભુ સ્વીકારવા,
જો જો ભાવ, જોશો સામગ્રી ન ખાસ, મારા સ્વામિ! પાવન૦

નથી મારે વૈભવોને નાથ માગવા, ઇચ્છું સામર્થ્યને ન, આપથી આગવાં,
યાચું એજ રાખો નિત્ય ચરણ પાસ, મારા સ્વામિ! પાવન૦
સાધન સદ્‌ગુણહીન હું છું આળસુ પૂરો, દુ:ખ સાગરે ડુબેલો છું નિત્યનો ગુરો
મારે એક માત્ર આપનો વિશ્વાસ, મારા સ્વામિ! પાવન૦
નાથ નરહરિ દયા આપ દર્શાવજો, મારી રંકની પર્ણકુટી શોભાવજો,
નાંખીશ, આવશો નહિ ત્યા લગી નિ:શ્વાસ, મારા સ્વામિ! પાવન૦

## ૧૮૯. પદ.

" સ્વપ્નમાહિ દીઠા મેં નેણા રસીલાં " એ લય.

વિશ્વમાહિ દીઠા મેં, વિશ્વનાથ જ્યાં જ્યાં;
વિશ્વનાથ જ્યા જ્યા, મેં દૃષ્ટિ કરી ત્યા ત્યા. વિશ્વ૦
વિવિધ રૂપવાળા, ગૌર પીત કાળા;
કઠિન મૃદુ શુષ્ક ક્યાહિ ભીના હરિઆળા. "
મેં ભૂપમાંહિ ભાળ્યા, આ રંકમા નિહાળ્યા;
આબાલવૃદ્ધ સઉમા, ન કોઇમા મેં ટાળ્યા. "
વિશ્વ બધુ મારૂં, જો વિશ્વનાથ મારા;
તો ભેદ કેમ ધારૂં, હું સારા નઠારા. "
જો વિશ્વનાથ જ્યાં ત્યા, સારૂં ખોટું છે ક્યા;
સ્વરૂપ એક વિલસ્યું, જ્યા ભેદ રહ્યો ના ત્યા. "

હું દૃષ્ટિ બહિર આણું, (ત્યા) વિવર્ત સર્વ જાણું;
બ્રહ્મ દૃષ્ટિ ધરતા, વિવર્તને ના નાણું. ”

ન હાનિ વૃદ્ધિ જોતો, ન પામતો ન ખોતો;
ન શોક ભય ચિંતા, કે ક્લેશે કદિ રોતો. ”

વિશ્વનાથરૂપે, હું એક હું સ્વરૂપે,
ન જીવપણું મિથ્યા, હવે હુંમા ખુંપે. ”

વિશ્વનાથ સિંધુ, તેમાનું હું બિંદુ;
મસ્ત વિચરી જ્યા ત્યાં, હું મુજથી આનંદુ. ”

## ૧૯૦. પદ. ત્રિતાલ.

( શું કહું કથની મારી રાજ—એ લય. )

અમૃત રસના પ્યાસી રાજ, અમૃત રસના પ્યાસી;
અમે આનંદ બ્રહ્મ ઉપાસી રાજ, અમૃત રસના પ્યાસી. અમૃત.

ઉર મંદિરીએ સ્નેહ ધરી-માનસ પુજન આચરીએ;
સચ્ચિત્ બ્રહ્માનંદ લહીને, બ્રહ્મનાદ ગજવીએ રાજ. ”

પ્રણવ મંત્રના પાઠ ભણી, અક્ષય સુખ યાચી લઇએ;
હૃદય આરતી સ્નેહ જ્યોતિએ, પ્રકટાવી દીલ રીઝવીએ રાજ. ”

જ્યમ જ્યમ ધ્યાને મસ્ત થતાં, ત્યમ **સોऽहम्** શબ્દ શુણાયે;
બ્રહ્માંડ ઘુમટમાં વ્યાપ્ત થઇ, પ્રતિધ્વનિ મનોહર થાયે રાજ. ”

નાનાવિધના સુર મધુરા, **અલખ બંસરી** બાજે;
બ્રહ્મરસે રસજ્યોત જગાવી. પરમાનંદ પમાડે રાજ. ”

જીવન વાટિકા ગુંજી રહી એ, બ્રહ્મનાદના સુરથી;
બ્રહ્મ સ્વયં જાગેને તેમા, પ્રકટે તવ પ્રિય મૂર્તિ રાજ. ”

એ મૂર્તિને કયમ પરહરિયે, અક્ષય સુખ છે જેમા;
તન-મન-પ્રાણુ લહે કયમ તૃપ્તિ, અમૃતરસ ઝરતો જ્યાં રાજ. ”

## ૧૯૧ પદ—તાલ અધ્ધો.

રાજી રાજી રાજી મૈં રામસે રાજી, મેરા મન રાજી. ટેક૦
નંગાહી આવે નંગાહી જાવે, ઝુઠી લગાઇ બાજી. મેરા૦
સાગર ઉપર શિલા તરાઇ, રાવણુ મારા પાજી. મેરા૦
બંમન હોકે પુરાન બાચે, કુરાન બાંચે કાજી. મેરા૦
કહત **કબીરા** સુનો ભાઇ સાધુ વૈકુંઠ નૌબત બાજી. મેરા૦

## ૧૯૨. પદ—એકતાલ

નમી નમી પાય લાગુંરે, ઘો વર આજ માગું રે. ટેક૦
નિજરૂપ માહી જાગું રે, જીવ શિવ બ્રાન્તિ ભાગું રે. નમી૦

નાથ ! મ્હારા મનના, મહા મળ બાળો,
વેગો પ્રતિકુળ વૃત્તિ તણા પણ ખાળો;
કરો અવિરત કટાક્ષરે, (૨)
જીવપણું ત્યાગું મહાપદે અનુરાગું રે... નમી૦

૧૯૩ પદ ચાલ હીંચ-સુર—સારંગ-ધુમાર.

હારે અમે બ્રહ્મસિંધુમાંહી સદા ખેલીએ;
આજે અમે બ્રહ્મરૂપ આપે બની રેલીએજીરે, રેલીએજીરે. બ્રહ્મ૦

હારે નામ રૂપમાં ન અમને કદી ભેળીએ;
અસ્તિ, ભાતિ, પ્રિયમાંથી વૃત્તિને સંકેલીએજીરે, સંકેલીએજીરે. "

હારે જડ દુઃખમા ન અમને કદી મેલીએ;
સત્ ચિત્ આનંદ પદે અમને ધકકેલીએજીરે, ધકકેલીએજીરે. "

હાંરે નવ વાપરીએ આત્મધન અઘેલીએ;
થઇ ઉદાર વાપરીએ થેલીએ ને થેલીએજીરે, થેલીએજીરે, "

હારે નવ વસીએ અમે જીવપદની ડેલીએ;
જઇને વાસો વસીએ અમે બ્રહ્મપદ હવેલીએજીરે, હવેલીએજીરે. "

હારે થઇ ભીક્ષુક ના ઘેર ઘેર ટેલીએ;
થઇને શેઠ બેસી બ્રહ્મ ગાદીને અઢેલીએજીરે, અઢેલીએજીરે. "

હારે નવ નહાઇએ શબ્દજ્ઞાન ફેરા પેળીએ

નહાઇએ અમે અનુભવ વર્ષાની મહા હેલીએજીરે, હેલીએજીરે, "
હાંરે નવ પડીએ વાચ્યાર્થ કેરી મુશ્કેલીએ
સાધી લક્ષ્યાર્થ બધી ધુંચને ઉકેલીએજીરે, ઉકેલીએજીરે. "
હારે ન કરમાઇએ શુષ્કજ્ઞાન કેરી શેરીએરે;
થઇને કુસુમ ખીલીએ અમે બ્રહ્મપદની વેલીએજીરે, વેલીએજીરે. "
હારે બધે અનંત ને અમાપ રૂપે ફેલીએ;
બિરાજીએ અમે બ્રહ્મહીમગિરિની ટોચ પેલીએજીરે, પેલીએજીરે. "
હારે મોહ માયા મમતામાં કદી ન રેડીએ;
ખેલીએ તેને આનંદથી સૌ બ્રહ્મ ગેડીએજીરે, ગેડીએજીરે. "
હારે અમે કોઇપણ મારગને નવ છેડીએ,
લઇને બ્રહ્મહળથી ભૂમિને બધી ખેડીએજીરે, ખેડીએજીરે. "
હારે નવ જાઇએ અવિદ્યા કેરી મેઢીએ;
ચઢીએ અમે સ્હેજે **પરમાનંદ** તણી પેઢીએજીરે, પેઢીએજીરે. "

૧૯૪. **પદ.** ચાલ **હાંચ-સુર સારંગ-હુમાર.**

આનંદની હેલીમાં આવોને નાહીએ;
નાહીને મહા પવિત્ર થઇએ. **આનંદની૦**
અધિકારી જાણીને તમને વાત કરીએ,
આનદ વિના આ વિશ્વ અખિલમા;

મેળવવાનું નથી કંઇએ. આનંદની૦

આનંદ સ્વરૂપ બધા પ્રભુના બાળ છૈએ,
ક્લેશને સ્વીકારીને, હાથે કરીને;
શાને વિસારી ન દઇએ. ,,

આનંદમા રહીને સર્વે સુખો લઇએ.
દુઃખો કદી કદી આવી પડેતો;
આનંદથી તે સહીએ. ,,

આનંદ કેરા સંબંધે બંધાઇએ,
છૂટા પડવાનો સમય આવતા;
આનંદથી વિખરાઇએ. ,,

આનંદમા રહીને સર્વ ક્રીડા કરીએ,
રોટલાનો ટુકડો ખાવા મળે તોએ;
પૂરા આનંદથી તે ખાઇએ. ,,

ઊંચ ઊંચ આનંદમાં નિત્ય નિત્ય વહીએ,
આનંદ જેવી વસ્તુ મો માગી મળે તો;
શાને તેને તે છોડી દઇએ. ,

આનંદે ઓત પ્રોત આ સૃષ્ટિને લહીએ,
તેમાં બનતા વ્યતિકરોમા;
આનંદ જોઇ જોઇને મકલાઇએ. ,,

## ૧૯૫. રાગ **જંગલો-તાલ લંગડી.**

પગે ઘુંઘરૂ રે, પગે ઘુંઘરૂ રે, પગે ઘુંઘરૂ બાંધ મીરા નાચીરે. ટેક૦
મૈં અપને નારાયણકી અબ દાસી રે. પગે ઘુંઘરૂરે૦
લોક કહે મીરા હો ગઇ બાવરી, બાપ કહે કુલ નાશીરે. ,,
લાજ ગઇ અબ લાજ કહા હૈ, મૈં ગિરિધરકી પ્યાસીરે. ,,
રાણાજીને ભેજ્યા ઝહરકા પ્યાલા, પીવત મીરા હાંસીરે. ,,
**મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, ચરન કમલકી દાસીરે. ,,

## ૧૯૬. રાગ **જંગલો-ત્રિતાલ.**

ખબર નહિ હૈ જુગમે પલકી-ખબર (૨)
સુકૃત કરલે રામ સુમરલે, કો જાને કલકી. (૨) ખબર૦
તારા મંડળ રવી ચંદ્રમા, ઔર ચરાચરકી;-સમજ મન-
ચાર દિનોકે ચમત્કારમેં, બિજલીયા ચમકી. (૨) ખબર૦
કૌડી કૌડી માયા જોડી, હરખાતાં છલકી;-સમજ મન-
પાપકી પોટ ધરી શીર ઉપર, હોવત નહિ હલકી. (૨) ખબર૦
ભાઇબંધ ઔર કુટુંબ કબીલે, મહોબત ગતલબકી; સમજ મન-
કાયા માયા જૂઠી બાજી, યહ તેરી કલકી. (૨) ખબર૦
જબલગ હંસા હૈ કાયામેં, તબલગ મંગલકી;-સમજ મન-
છોડ ચલે હંસા દેહીકું, મીટ્ટી જંગલકી. (૨) ખબર૦
દયા ધર્મયુત સાહિબ સમરો. બાત યેહી નાનનકી;-સમજ મન-
રાગ દ્વેષ અભિમાન ન રાખો, બીનતી **નાનકકી.** (૨) ખબર૦

### ૧૯૭. રાગ **ભૈરવ—ત્રિતાલ.**

તુમ બોલો મેરી રસના હરિ રે હરિ,

હરિ રે હરિ, રામા હરિ રે હરિ. ... ...તુમ૦

સાંજ સબેરે ઔર દુપેરે, કાયા કરેરે મન પડી રે પડી. તુમ૦

ખટ રસ ભોજન અતિ પ્રિય લાગે, રામ ભજન મેં મરી રે મરી. તુમ૦

ચુન ચુન કલિયાં બાગ બનાયો, માલણ તોડત કલી રે કલી. તુમ૦

કહત **કબીરા** સુનો ભાઇ સાધુ. સુરા પઢાવત ગુણકા તરી. તુમ૦

### ૧૯૮. રાગ. **ભૈરવ અથવા કાલીંગડો—ત્રિતાલ.**

વ્હારે આવો વિઠ્ઠલ વનમાળી, વનમાળી હો ચિત્તહારી. ટેક૦

દ્રૌપદીનાં ચીર પૂર્યાં, લીધો ગજને ગ્રાહથી ઉગારી વ્હારે૦

હાર આપ્યો નરસિંહ મેતાને, સભા મધ્યે હો ગિરધારી. ”

જગદાનંદન કંસ નીકંદન, પાગે પડુંછું મોરારી. ”

ધ્રુવ અંબરિષને અભય પદ દીધાં, ભકત પોતાના સ્વીકારી. ”

ઓથ નાથ છે ભારે આપની, કઠણ સમય લ્યો સંભારી. ”

ભાવિ ભકતનાં કામજ કીધાં, મ્હને મૂકો ના વિસારી. ”

## ૧૯૯. રાગ **ભૈરવી-તાલ કવાલી.**

જાના હે જરૂર બંદા, કયા કરના ગુમાનારે;
યારી આખર હે ન તેરી, અબ છોડો અભિમાનારે. જાના૦
મેરા મેરા મત કર બંદા, ધર અલ્લાસે ધ્યાનારે;
સ્વપ્ના જૈસા હે સંસારા, બુદ્ધિ કયું બિકાનારે. જાના૦
અપને ખાતર મહેલ બનાયા, દેખત કયું દિવાનારે;
આખર હે જંગલમેં જાના, ધર હિરદે હેવાનારે. જાના૦
જિસકી હે નીતિ હરામસે, ઇસકુ દોઝખમેં જાનારે;
ફિરસ્તાસે ફેર કયા કહેંગે, ઇશ્ક ઉર નહિ આનારે. જાના૦
મુરસદકા વિશ્વાસ રખના, બેહિસ્તકા પરવાનારે;
તેરા આદમ તુજમેં દરસે, મુરસદકું પીછાનારે. જાના૦
કહત **કસ્તુર** મેરા હે, મુરસદ મહેરબાનારે;
આદમસેં અરજી હમેરી, મેં તેરા ગુલામારે. જાના૦

## ૨૦૦. રાગ **ભૈરવી-ત્રિતાલ.**

ઝોલી ભરકે લાના ચેલા, ગુરૂને મંગવાયા. ટેક૦
પહેલી હીકમત આટા લાના, શહેર બસ્તી કે પાસ ન જાના;
ચકકી પીસી છોડકે ચેલા, ઝોલી ભરકે લાનાચેલા. ગુરૂને૦

દુસરી હીકમત પાની લાના, નદી તાલ કુપે મત જાના;
બહેતા બંધા છોડ કર ચેલા, તુંબા ભરકે લાના ચેલા. ગુરૂને૦
તિસરી હીકમત લકડી લાના, ઝાડ બેલન કે પાસ ન જાના;
લીલી સુકી છોડ કર ચેલા, ભારી બંધ કર લાના ચેલા. ગુરૂને૦
ચોથી હીકમત કલીયાં લાના, જીતે મુવે કે પાસ ન જાના;
કામ ક્રોધકું છોડ કર ચેલા, ચારૂ લેકર આના ચેલા. ગુરૂને૦
કહત **કબીરા** સુન ભાઇ સાધુ, યહ પદ હે નિર્વાણા ચેલા:
યે પદકા જો અર્થ લગાવે, સો નર ચતુર સુજાણા ચેલા ગુરૂને૦

## ૨૦૧. રાગ **ભૈરવી—તાલ પંજાબી ઠેકો.**

દુનીઆરૂપી દરબારમાં, દરબારનો દરબાર છું. ટેક૦
દરકાર નથી દરવાનની પરવા નથી પહેરેગીરની;
દરકારમાં દરકાર છે, દિલદારના દિદારની... ...દુનીઆ૦
ઘરબારમા ઘેલો નથી, પરિવારમાં ન પડેલ હું;
પરવા કરૂ છું પ્રભુ તણી, પ્રભુજી તણો પરિવાર છું. દુનીઆ૦
મમતા નથી માયા તણી, ગમતાં ન મીઠાં ગાયનો;
ગુણ ગાનમાં ગુલતાન છુ. સરકાર નો સરકાર છું. દુનીઆ૦
ડરવું **ભવાની** રહ્યું નથી, મરવું ગમે મસ્તાઇમાં;
પડવું નથી પસ્તાઇને, શૂરવીરનો સરદાર છું. દુનીઆ૦

## ૨૦૨ રાગ ભૈરવી—ત્રિતાલ.

બ્રહ્મરૂપસે દેખ જગતકું, માયાકી મત કર યારી:
મનોવૃત્તિકા ચેલા મત હો, અખલ અકલ નિજકું ધારી માયા૦

શાસ્ત્ર વાસના લોક વાસના, વિષય વાસ્ના દૂર કરે:
આસકિત છોડે અંતરમા, પ્રભુ સ્વરૂપે બહુ સ્ફુરે. ''

મેરા તેરા ભયે મરના, અભેદસે હોતા જીના;
દશા ઐસી અંતર ધરના, મત હોના કબહુ દીના. ''

વૃત્તિ જબતક હૈ સંસારા, નિવૃત્તિ, તબ હૈ મુકિત;
અભેદ ભાવના દઢાવનેસેં, મન હો જાયે નિવૃત્તિ. ''

સર્વ વસ્તુમે બ્રહ્મ ભાવસેં, તનમય લીન સદા રહેના;
બુદ્ધિ **સાગર** અનુભવ પા કર, લેના દેના કયા કહેના. ''

## वैराग्योर्मि.

## ૨૦૩ ભૈરવી. ( ઠુમરી )

ફકીરી કર અખત્યાર, મનવા—ફકીરી૦
બન મુરખ મસ્ત ગઁવાર; મનવા૦

ઇશ્ક ભભૂત ઉઠાવી પછી કર, કૂચયૂ જાનાંની દરકાર.-મનવા૦

લાજ સમાજથી કાજ ન કાઇ, ભુલ તું આપ વિચાર.—''

આપ ભુલી ભર આપ થકી સહુ, ભોગવ સનમ દિદાર —"
એમ મરી જીવ્યું તેજ જીવ્યુ છે, નર ખર વાનર છે હજાર -"
ઇશ્ક સુનાવો ઇશ્ક બજાવો, ગા, તાનથી, ઇશ્ક પુકાર.—"
બ્રહ્મ સનમમય થા, કર બાધુ, પરસ સનમ **મણિ** સાર.—"

## ૨૦૪ ભૈરવી—એક તાલ.

મુજે કયા ઢુંઢે બંદા, મૈં તો તેરી પાસમેં. ટેક૦
નહિ મેં ચકવા નહિમેં બકવા,નહિ છુરીકી ધારમેં. મુજે૦
નહિં લોહીમેં નહિં ચામમેં, નહિં હડ્ડી માંસમેં;
અવધ પુરી બસે સરજુપે, મૈં બસું વિશ્વાસમેં. "
નહિં મેં જોગી નહિં વેરાગી, નહિં સાધુ સન્યાસમેં;
ખોજ કરે તો પળમેં મીલું, તેરી સુરતકી તલાસમેં. "
શહેર બાહેર તો ડેરા હમેરા, તકીયા હૈ મેદાનમેં;
કહે **કબીરા** સુન ભઇ સાધુ, રહેતા શ્વાસનકે પાસમેં. "

## ૨૦૫ ભૈરવી-ત્રિતાલ.

ભજ મન રામ ચરણુ સુખદાઇ. ટેક૦
જિહિ ચરણુસે નિકસી સુરસરી, શંકર જટા સમાઇ;
જટાશકરી નામ પર્યો હૈ, ત્રિભુવન તારન આઇ. ભજ મન૦

સોઇ ચરણુ સંતન જન સેવત, સદા રહત સુખદાઇ;
સોઇ ચરણુ ગૌતમ રીષીનારી, પરસ પરમ પદ પાઇ. ભજ મન૦
દંડકવન પ્રભુ પાવન કીન્હો, ઋષિયન ત્રાસ મિટાઇ;
સોઇ પ્રભુ ત્રિલોકકે સ્વામી, કનક મૃગા સંગ ધાઇ ભજ મન૦
જીહી ચરનકી ચરન પાદુકા, ભરત રહ્યો લવલાઇ;
સોઇ ચરન કેવટ ધોઇ લીને, તવ હરિ નાવ ચલાઇ ભજ મન૦
કપિ સુગ્રીવ બંધુ ભય વ્યાકુલ, તીન જય-છત્ર ફિરાઇ;
રિપુકો અનુજ બિભિષણ નિશિચર, પરસત લંકા પાઇ. ભજ મન૦
શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક, શેષ સહસ્ત્ર મુખ ગાઇ;
**તુલસીદાસ** મારૂત-સુતકી પ્રભુ, નિજ મુખ કરત બડાઇ. ભજ મન૦

## ૨૦૫. ભૈરવી-તાલ દાદરો.

ધન્ય જાહલા તુહ્મી દત્ત પાહીલા, તુહ્મી દત્ત પાહીલા. ટેક૦
પાયીં પાદુકા કટી મેખલા, દંડ કમંડલુ કરીં માલા;
શોભતે ગળાં અસા રૂચિર સાવળા. ધન્ય૦
મુની વૃન્દારક વંદીતી જ્યાલા, પારનસે નિગમાલા;
ચેથે રાહિલા મહા લાભ જાહલા ધન્ય૦
ભાવે ભજતાં જ્યાસ દયાળા, દૂર કરી ભવબંધાલા;
ભૂલત મુક્તિલા, પ્રભુ દેઇ મુક્તિલા. ધન્ય૦
વિશ્વ વ્યાપક દીન દયાળા, નિશિદીની યા શિતી કંઠાલા;
છંદ લાગલા પ્રભો દાવિં પાઉલા. ધન્ય૦

# તેરે લીયે.

## ૨૦૭. ભૈરવી-તાલ ખેમટો.

જિના જરૂરી રામ તેરે લીયે,
તેરે લીયે, પ્યારે ! તેરે લીયેરે, તેરે લીયે.
પહાડ, નદી, અસમાન, સમુદર, ચંદા સૂરજ રામ તેરે લીયે. જિના૦
તેરાહી નૂર સભીમેં પસારા, બીજલી ચમક રામ તેરે લીયે. "
નહિ કછુ મેરે માયા મમતા, આતે અરૂ, જાતે રામ તેરે લીયે."
ધન સુત દારા દોસ્તોકી યારી, હસને રોને રામ તેરે લીયે. "
ખાનાં ખિલાના પીના પીલાના, લેના અરૂ દેના રામ તેરે લીયે. "
તેરી મહોબ્બતકી પ્યાસ ગઝબ હય, પીયા મે શરાબ જામ તેરે લીયે. "
તેરીહી મસ્તીમેં દિલ યે દિવાના, ફીરતા અકેલા રામ તેરે લીયે."
તેરી અગનમેં જીગર એ જલતા, રટતહી તેરા નામ તેરે લીયે. "
માલીક તું મેં તેરાહી બંદા, બનાહુ ફકીરા રામ તેરે લીયે. "

## ૨૦૮. ભૈરવી-તાલ પંજાબી ઠેકો.

કરના ફકીરી ભજના સાહેબ, કયા બીજાની આશરે. ટેક૦
ઘર ઘર ટુકડા માંગકર ખાના, કછુ ન રખના પાસરે. કયા૦
ખભે ગોદડી હાથમાં તુંબડી, જંગલ કરના વાસરે. કયા૦
કહંત કબીરા સુનો ભાઇ સાધુ, એક સાહેબ રખના પાસરે. કયા૦

### ૨૦૯. ભૈરવી અથવા સારંગ–એકતાલ.

અંધેરી દુનીઆ ભજન વીના કૈસી તર જાયંગી. ટેક૦
કૈસી તર જાયંગી, કૈસી તર જાયંગી. અંધેરી૦

પહાડ ફોડકે પથ્થર મંગાયા. ઉનકી મુરત બનાય;
માથે ઉપર પાંવ ધર કર ઉનકી પૂજા કરાયજી. ”

સવા શેરકી ભૂજે પપડીઆ, દેવીકો ચઢવાય;
વો દેવીતો ખાવે ન પીવે, (બોલે ન ચાલે) આપહી મિલ મિલ ખાયજી. ”

જીતે બાપકું રોટી ન દેવે, મુડદેકું ખીલવાય;
મૂઠભર ચાવલ ઘર પર ફેંકે, કૌએકું બાપ બનાયજી. ”

સચ્ચા તો ભાઇ ભૂખા મરવે, જૂઠા લડુ ખાય;
કહત **કબીરા** સુનો ભાઇ સાધુ, કરણીકા ફલ પાયજી. ”

### ૨૧૦. ભૈરવી—ત્રિતાલ.

નજર ન આવે આતમ જ્યોતિ.

તેલ ન બત્તી બુઝ ન જાતી, નહિ જાગત નહિ સોતી. નજર૦

ઝીલમીલ ઝીલમીલ બાદલ બરસે, જયસા નિરમલ મોતી. નજર૦

કહત **કબીરા** સુનો ભાઇ સાધુ, ઘર ઘર બાંચત પોથી. નજર૦

## ૨૧૧. ભેરવી-તાલ દાદરો.

મૈ ગુલામ મૈ ગુલામ મૈ ગુલામ તેરા,
તું સાહેબ તું સાહેબ તું સાહેબ મેરા. ટેક૦

રૂપ નાહિ રંગ નાહિ, નાહિ બરન છાયા;
નિર્વિકાર નિરગુણ પ્રભુ, તુલસી રઘુરાયા. મૈ ગુલામ૦

એક રોટી દે લંગોટી, દ્વાર તેરા પાઉં;
કામ ક્રોધ છોડ કર, હરિ ગુણ ગાઉં. ,,

મહેરબાન મહેરબાન, મહેર કરો મોરી;
દાસ **કબીર** ચરણ ખડા, નજર દેખ તોરી. ,,

## ૨૧૨. ભૈરવી-ત્રિતાલ.

રામ સુમરલે ભાઇ, ઝટપટ રામ સુમરલે ભાઇ. ટેક૦

જરા મરણ કે ઉંચ ફરારે, રોગકી ફોજ ચડાઇ;
વાત પીત કફ નૌબત બાજે, ઇન્હોને ધુમ મચાઇ. ઝટપટ૦

કાયા નદીકો પુર ચલ્યો હૈ, દોલત સબહી બહાઇ;
સંત સમાગમ જલ્દી કર લે, નરતનુ જો ક્યાં પાઇ. ઝટપટ૦

માત પિતા ઔર બહેન કબીલા, સંગ સહોદર ભાઇ;
તેરે ઉપર આન પડે તબ, સાથ ન આવે કોઇ. ઝટપટ૦

નિરંજન **રઘુનાથ** ગુરૂકી, આજ્ઞા ખુબ સુણાઇ;
બાર બાર કરજોડ પુકારત, તુમકું રામ દુહાઇ. ઝટપટ૦

## ૨૧૩. અઝાન.

પરમેશ પ્રભુ ! પરમેશ પ્રભુ !
પરમેશ પ્રભુ ! પરમેશ પ્રભુ ! ૧
પ્રભુ એક તુંહિ વિણ અન્ય પ્રભુ-
નથી કોઇ બીજો, પ્રભુ ! સાક્ષી પુરૂં; ૨
પ્રભુ એક તુંહી વિણ અન્ય પ્રભુ-
નથી કોઇ બીજો, પ્રભુ ! સાક્ષી પુરૂં; ૩
વળી, એ પણ-એ પણ સાક્ષી પુરૂં,
**મહમૂદ**-રસુલિલ્લા' ગણું છું; ૪
વળી, એ પણ-એ પણ શાક્ષી પુરૂં,
**મહમૂદ**-રસુલિલ્લા' ગણું છું; ૫
સહિ પાક નમાઝ વળો પઢવા,
સહિ પાક નમાઝ વળો પઢવા, ૬
સહિ આવ ભલી મુક્તી રળવા;
સહિ આવ ભલી મુક્તી રળવા. ૭
મોટી ઉંઘથી પાક નમાઝ ભલી,
મોટી ઉંઘથી પાક નમાઝ ભલી; ૮
ન ગુનાહ કરો, અલ્લાહ વિના-
નથી કૌવત એકલી બંદગીમાં ૯
પરમેશ પ્રભુ ! પરમેશ પ્રભુ !
પ્રભુ એક વિના નથી અન્ય પ્રભુ. ૧૦

---

* દરેક નમાઝ પહેલા મુલ્લા બાગ પોકારે છે તે.

**અઝાન-અરબી** = Call to prayer.

## ૨૧૪. [1]અલહમ્દો.

( તોટક. )

સહુ તા'રીફ છે અલ્લાહ તણી,
સહુ આલમનો અલ્લાહ ધણી; ૧
બહુ રૂહેમ કરે, બક્ષીસ દિયે,
દિન કયામતનો કુલ માલિક એ. ૨
રબ! બંદગી ત્હારીજ સૌ કરીએ,
વળી ત્હારીજ સ્હાય સદા ઇચ્છિયે; ૩
સીધી રાહ બતાવ ખુદા! અમને,-
સીધી રાહ ગયા, અને પછી-
તુ- ઇનામ મળ્યા;
નહિં કે—
જન જે ભુલમાં ગુમરાહ થયા,
તુજ ખાફ તણા કંઇ ભોગ થયા: ૫
બસ, રાહ સીધી, રબ! દાખવજે,
સીધી રાહ લઇ તુજથી મળીએ. ૬
કહું આમીન! આમીન! આમીન! એ.

---

[1]અલહમ્દો = All Praise ( to God ).

The opening chapter of the Quran.

The most essential verse to recite in every prayer. Every prayer opens with this verse. Without this verse, no prayer can be said. This verse also recited in Fateha-prayers for the repose of the dead.

## ૨૧૫.૧ કુલ હો વલ્લાહ.

(મિશ્ર તોટક.)

કહીં દે, ઇશ એકજ, એકજ છે;
સંસારથીં પાક, પવિત્ર જ છે;
નથીં જન્મ લીધો,
નથી જન્મ દીધો,
—કદિ કો કુખથી,
—કદિ કો જનની;
નથીં બેશ, બિરાદર એક વળી,
ખલકે-
ફલકે—
નહિં કો સ્થળે.
૨
ખુદ આપજ આપ થકી પ્રકટી,
પ્રકટાવીં દિધી સઉ ખલકતને;
ધર્યું નામ ખુદા,
રહું યાદ સદા;
ઇશ એકજ, એકજ, એકજ છે.

૧ કુલ હો વલ્લાહ = Say God is One.

The most important verse to be recited in every prayer after "Al-Hamdo." The cream of the Quran. The gist of the whole faith of Islam.

## ૨૧૬. [1] આયતુ'લ કુરસી. [*]

( હરિગીત. )

છે એક અલ્લા', વિણ બીજો અલ્લા' નથી, કુલ ખલ્કમાં:
આદિ નથી, ના અંત છે, ચિર અમર છે, નિત્યે રહે;
નિંદ્રા નથી, તંદ્રા નથી, જેને જરા પણ ઘેરતી,
રક્ષા કરે સૌની સદા, પેગમ્બરો કીડી તણી.

[2]કુન્-ફ-યકુનઃ થા, થઇ ગઇ; કૃતિઓ સર્વ કિરતારની;
આકાશમાં ને અવનિમાં, મિલ્કત બધી માલિકની;
એની રજા વિણ કોઇની, શું સિફારશ કો કરી શકે ?
છે જ્ઞાત એને વાત સર્વ, હો પ્રકટ વા અંતર વસે,

માલિકની મરઝી વિના, ના અંશ પણ જાણી શકે-
હા, માનવી મહેનત કરે, પણ ઇલ્મ ગે'બી ગે'બ રહે.

કુરસી ખુદાની અર્શ[3] પર,
કુરસી સમા ને અર્દ[4] પર, અને પછી-

કુરસી ખુદાના ઇલ્મની,
કુરસી ખુદાના અમલની-

કુરસી બધે છાઇ રહી, ના કોઇ જા' બાકી રહી,
કુરસી સલામત અમલની, **યા રબ્બિલ્ આલેમીન[5] !**
યા **હાફિઝો[6]** ! કરતા હિફાઝત ખલ્કની ના થાકતો,
**આ'લા, અઝીમુશ્શાન ત્હારી, યા જલ્લે જલાલહૂ[7] !**

* This verse contains the most exquisite praise of God in the whole Quran. It is generally recited after each prayer; also in Fatehas (prayers for the Dead.)

[1]આયતુ'લ કુરસી–The Verse on the Throne (of God)

It is believed by orthodox Muslims that this verse is literally engraved on the actual Throne of God on the highest Heaven.

[2] કુન–કુ–યકુન = Be & it became.

[3]અર્શ = Highest Heaven (above the 7th heaven)

[4] અર્દ = Earth.

The first couplet embodies the orthodox view.

The 2nd—the Rational view.

[5]રબ્બિલ આલમીન = The Lord of the Worlds. (implying many worlds of modern science.)

[6] હાફિઝો = Oh ! Protector (God)

[7] જલ્લે જલાલહૂ = Thy Majesty & Glory !

## ૨૧૭. ધૂનો.

રાગ કાલિંગડો-તાલ દાદરો.

હરિ ૐ, હરિ ૐ, હરિ ૐ, હરિ ૐ. (૨) ૮૬૦
હરિ હરિ ૐ, હરિ ૐ, હરિ ૐ ૐ. (૨)
હરિ હરિ ૐ, હરિ ૐ ૐ ૐ. હરિ ૐ૦

× × × ×

ગોપાળ રાધેકૃષ્ણ, ગોવિંદ ગોપાળ.

× × × ×

હરિહર રાધા ગિરિધર ગોવિંદ ગોપાળ વાસુદેવ.

× × × ×

રામ રામ રામ રામ, સીતારામ સીતારામ.

× × × ×

રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનુમાનકી.

× × × ×

ગુરૂ દત્તાત્રય અવધૂતા, જનાર્દન સ્વામી એકનાથા.

× × × ×

રાધાકૃષ્ણ જય કુંજબિહારી, મુરલીધર ગોવર્ધનધારી.

× + × ^

ગોપીજન વલ્લભ ગિરિધારી, કૃષ્ણચંદ્રની બલિહારી.

× × × ×

ગોપાલ કૃષ્ણ—રાધે કૃષ્ણ.

× × × ×

દેવકીનંદન ગિરિધરલાલ, કરૂણાસાગર દીનદયાળ.
કરૂણાસાગર દીનદયાળ, ભકતજનોની લ્યો સંભાળ.

× × ×

રાધા રમણ હરિ, ગોવિંદ જય જય.
ગોવિંદ જય જય, ગોપાલ જય જય.

× × ×

હરે રામ, હરે રામ, હરે રામ હરે,
ભજ મન નિશદિની પ્યારે.

× + ×

રાજા રામ રામ રામ, સીતા રામ રામ રામ.

× × ×

શિવ હર શંકર ગૌરીશં, વન્દે ગંગા ધરમીશં;
રૂદ્રં પશુપતિ મીશાનં, કલહર કાશીપુરી નાથં,
જય શંભો જય શંભો શિવ ગૌરીશંકર જય શંભો.

× × ×

હર હર મહાદેવ શંભો, કાશી વિશ્વનાથ શંભો.

× × ×

રાધેશ્યામ રાધેશ્યામ, રાધારમણ જય રાધેશ્યામ.

× × ×

શ્રીમન્ નારાયણ નારાયણ નારાયણ.

× × ×

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

× × ×

રાધે ગોવિંદ ભજો, રાધે ગોવિંદા.
આનંદકંદ પ્રભુ, રાધે ગોવિંદા. રાધે૦
બાલમુકુંદ પ્રભુ, રાધે ગોવિંદા. રાધે૦

× × ×

રામ રાઘવ રામ રાઘવ રામ રાઘવ પાહિમામ્
કૃષ્ણ કેશવ કૃષ્ણ કેશવ કૃષ્ણ કેશવ ત્રાહિમામ્

× × ×

સીતા રામ સીતા રામ ભજ પ્યારે,
નહિ જનમ બારંવારે.

× × ×

જય રણછોડ મહારાજા.

× × ×

કૃષ્ણ રામ રામ રામા, રામરાયા રાધેબારે.

× × ×

સીતા રામ, સીતા રામ, સીતા રામ, જય સીતા રામ.

× × ×

સીય સ્વામીનીકી જય, પ્યારે રાઘવકી જય;
બોલો હનુમાન કૃપાલુકી જય જય જય.

× × ×

રાધે રાનીજીકી જય, પ્યારે માધવકી જય;
બોલો ઉદ્ધવ કૃપાલુકી, જય જય જય.

× × ×

રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ.

× × ×

જય જય રાધા કૃષ્ણ હરિ, સાવશ્યા રામ કૃષ્ણ હરિ.

× × ×

નારાયણ નારાયણ જય ગોપાળ હરે.

+ + +

૨૧૮ રાગ **ખમાચ કાલીંગડો કે ભેરવ-ત્રિતાલ.**

**ગુણ ગાએ** જે ચાહે તે થાયે સહાય,
**પ્રિતિથી** સ્વવશ થઇ જાય જગરાય. ગુણ૦
અન્ય ઉપાય કઠણ **અનુ** કલિમાં,
આ તો સદા સહુથી સુખેથી કરાય. ગુણ૦

૨૧૯ રાગ **ખમાચ.**

કદી કેમે કોઇને દુભવ મા, દુઃખ પામે જેથી તું ભવમા;
ત્હારે હાથ વાત છે તારી, આવે **અનુ** અનુભવમાં કદી૦

૨૨૦ રાગ **ખમાચ.**

પ્રભુ પંથ પકડ પ્રિય ભાઇ ચાહી,
શ્રી કંથ છેજ સુખદાઇ સ્હાયી. પ્રભુ૦
મતિ શક્તિ સમ કર બનતિ કૃતિ,
પતિ પામીશ તું ફળની માંહી. પ્રભુ૦

૨૨૧ રાગ **સોરઠ.**

હરિજન થઇ રહો સભાગી,
સેવો હુંપદ મદ ત્યાગીરે. હરિ૦
ધન તન સહ આત્મા અર્પણ કરી,
લ્યો સેવન સુખ માગીરે. હરિ૦

૨૨૨ રાગ **સોરઠ**

શ્રીવરને વ્હાલે વરવું, સાચા સદ્‌ભાગી ઠરવુંરે. શ્રીવર૦
ગુરૂદ્વારા સૌ અર્પણ કરવું, **અનુ** હુંપણુ પરહરવુંરે. શ્રીવર૦

૨૨૩ રાગ **સોરઠ.**

"રાખો નિત ફીકર અમારી" એ રાગ.

દ્દઢ રહી ચહી હરિગુણુ ગાઓ, શ્રી રામ નામ જપે જાઓરે. ટેક૦
એ રામ અન્ય ન, ધન્યજ એથી. સજ્જન ખરેખર થાઓ;
**અનંત** એ અનંત સુખ લેવા, સુભાગ્યવંત ગણાઓરે. દ્દઢ૦

૨૨૪ રાગ. **સોરઠ.**

માલીકને યત્ને મળવું, સાચું સંસારે રળવું રે. માલીકને૦
તન ઉતારો સાથ ધુતારો, પળમાં પડે નાકળવુંરે. માલીકને૦

૨૨૫ રાગ. **સોરઠ.**

ભક્તિથી કોઇ ન મ્હોટું, હરિ વિણુ બીજે નવ મ્હોતુ રે, ભક્તિ૦
સાચે સ્થાને સાચે જ્ઞાને, **અનુ**પતિમાં ચિત્ત પ્રોતુ રે. ભક્તિ૦

૨૨૬ રાગ. **સોરઠ.**

શ્રી હરિનેજ સ્મરી લ્યો ભાઇ,

શીદ રહો છો સંસારમાં લોભાઇ ભાઇ. શ્રી૦
રહેશો સમરવો, દેવ અમરનો;
સંકટે સંભારે આવે ધાઇ, સુખદાઇ. શ્રી૦

૨૨૭

જાણોને વખાણોને શ્રી કૃષ્ણ સદારે,
શ્રી કૃષ્ણ સદારે એવા ન કોઇ સુખદારે:
દેવોનાં પણ દુઃખ એ ટાળે, પોતે પ્રકટી વિપદારે. જાણો૦

૨૨૮ રાગ **સોરઠ.**

સેવ કરે થાતું, અણુંથી વડો સેવકરે થાતું;
દેવાથી છુટી દેવાથી દેવાથી ન છુટી જાતું. અણુંથી૦

૨૨૯ સાખી.

બંધેકો બંધા મીલે, છુટે કોન ઉપાય;
સેવ કરે નિર્બંધકી, પલમેં દેત છુડાય.

૨૩૦ રાગ. **સોરઠ.**

અંતે ઇશ ખરા, અન્ય જન સાધન હોય ભલે પણ; અંતે૦
અંતવાન સહુંને, સહુંનું સહું, **અનંત** અનંત ઠર્યા. અંતે૦

૨૩૧ રાગ. **સોરઠ.**

કેવા કૃષ્ણ કૃપાળ, (અમારા) કેવા કૃષ્ણ કૃપાળ.
વ્હાલથી લે સંભાળ સમયસર. કેવા૦
સેવ સ્વીકારી, દે સુખભારી;
**અનંત**પતિ રખવાળ, વ્હાલથી૦

૨૩૨ રાગ. સોરઠ.

શ્રી હરિ ઘો વૈરાગ્ય રાગ કરમાંહે આપનો સ્થાપી;
શુચિ સત્સંગે રંગો રંગે, અનુ માગે એ લાગ.

૨૩૩ રાગ પરજ.

ભક્તોનાં કરે છે ભય હરી હરિ કાજ. ટેક૦
એન અવસરે એન જાળવે, અનંતપતિ જગરાજ;
સાચા સંગી સમર્થ સ્નેહી, એજ ધરે ખરી દાઝ ભક્તો૦

૨૩૪ રાગ ઠુમરી.

સાચા હરિજન જરી તજે ન ધર્મ. ટેક૦
ભલે ભય કે લાલચ હોય ભારે, તેની પરવા ન ધારે. સાચા૦
ન કુસંગ રંગ અનુ લાગે અંગ,
સ્વપ્રસંગ પ્રબળે કુસંગી કંઇ સુધરે. ભલે૦

૨૩૫ રાગ પીલુ

જે હરિને સર્વસ્વ ધારે, તેનું શ્રી હરિ સર્વ સુધારે. જે શ્રી૦
વિઘ્ન સીધારે, વેરી સીધા રહે, શક શું ધાર તુ સુધર એ સુધારે. જે શ્રી૦

૨૩૬ રાગ પીલુ

શ્રી હરિનુંજ કરે પ્રિય સેવન, એજ મહાજન ધીમન શ્રીમન. શ્રી૦
એથી અન્ય અનંત ઉતરતુ; કર તું તો ગણી એ જીવ જીવન. શ્રી૦

૨૩૭ રાગ પીલુ.

ઉરે વશ્યા શ્રી હરિ દ્દઢ ધ્યાઉં, કદા કૃતાર્થ થાઉં એ ચાહું. ઉરે૦
ઉત્તમ અવર મૂકી અનુ મંડું, પામી પ્રભુ પુરમાં ન પુરાઉં. ઉરે૦

૨૩૮ રાગ **પીલુ.**

ખાન પાન શયનની ન પરવા દેહ ધારી હરિ સેવા કરવા;
એજ સ્વાદુ અતિ લાગ્યું મનથી, જીવી શકતાજ સેવા જીવનથી.
હરિ એજ ઇષ્ટ એજ સ્વામી, દૃષ્ટી કીધી ન અવરના સ્હામી;
નમ્યા તે નમ્યા એમાં વિરામી, ગમ્યા તે ગમ્યા એ ગુણ ગ્રામી.

૨૩૯ રાગ **પીલુ.**

હરિજન મોહે ન વૈભવ પામી, પ્રિત પ્રભુમાં વધારતા સ્હામી. હરિ૰
એનું ગણી એ નિમિત્તજ ખરચે રાગ ન થાય રહે પ્રિત જામી. હરિ૰
મૂઢ વિમૂઢ બને ધન મળતાં, ભૂલી પતિ ઠરે લૂંણ હરામી. હરિ૰
માની પ્રભુ ઉપકાર સુદામા, સ્વસ્થ રહ્યા ન બન્યા જગકામી. હરિ૰

૨૪૦ રાગ **કાફી.**

કર બનતું પરકાજ,
આજથી જગત ગજનો કીંકર બન તું;
પુન્ય કરી સુખ લેવા પતિએ,
**અનુ** દીધાં સૌ સાજ. આજથી૰

૨૪૧ રાગ **કાફી.**

કાજ **કરે** જગગાજ,
સ્વજનની દાઝ ધરી, હરિ લાજ વધારે. કાજ૰
ધન્ય દ્વારીકાંધિશ દયાઘન, **અનં**તના શિરતાજ. સ્વજન૰

૨૪૨ રાગ **કાફી.**

**ભક્તાધિન ભગવાન, સહુ લહે ભક્તાધિન ભગવાન.**

વૃથા કુળવાન શ્રીમાન ધીમાન તણા મદ. ભક્તાધિન૦
નિર્લોભિ નિર્માની પ્રેમી, પ્રભુના તેજ પ્રધાન. ”

૨૪૩. રાગ કાફી.

હરિ ઇચ્છા અનુસાર, રહેવું શ્રી હરિ ઇચ્છા અનુસાર;
હૃદયથી રંચ ન ત્યજવો પ્રેમને રહેવું શ્રી હરિ ઇચ્છા અનુસાર.
સુખ દુઃખ સારૂં સ્વતંત્ર ન બનવું, ગણી ધણી જગદાધાર;
અનંત એથી અંત થશે સુખ, મળશે શ્રી સરકાર. હૃદયથી૦

૨૪૪ રાગ કાફી.

કરી લ્યો કામ ક્રોધ પર જય, હરિની સહાય મળશે માગો તો. કરી૦
એ વેરી જીત્યા વિણુ અંતુ થશે ન દુઃખનો ક્ષય. કરી૦

૨૪૫ રાગ કહેરવો.

વસો સમજુ નિત હરિજન સંગે; હરિજન સંગે પરમ ઉમંગે વસો૦
શ્રવણુ સ્મરણુ સેવનનું મન થશે; રંગાશો એ રંગીન રંગે વસો૦
દુરજનથી દીલ જરી નવ ડરશો; મળશે અનુપતિ એજ પ્રસંગે. વસો૦

૨૪૬. રાગ કહેરવો.

સાચા સંત ખરે એ પરવા, ખરે એ પરવા, ધરે એ પરવા. સાચા૦
ધર્મ ત્યાગ ભય લાલચ પ્રભુની, અવર આશ ત્રાસથી અનુ નરવા. ”

૨૪૭. રાગ કાલીંગડો.

મને હરિ ભજવાની ટેવ પડી ( ૨ )
મ્હાગે નાથ ન વિસરે એક ઘડી. મને૦
સોપ્યું મન પાછું નહિ વળશે, શ્રી હરજીશું પ્રિત જડી. મને૦
ગાઇ ગાઇ થઇ ગઈ કૃતારથ, નરસહીયાની જીભલડી. ”

૨૪૮. રાગ કાલીંગડો.

પોતાને લ્યો પિછાણી રે, હે બાઇ ભાઇ; પોતાને૦
સાચો સ્વાર્થ સમજી સાધી લ્યો, અનંત શાસ્ત્ર પ્રમાણીરે. પોતાને૦

૨૪૯. સાખી.

એકહી સાધે સબ સધે, સબ સાધે એક જાય;
જો ગ્રહી સેવે મૂલકો, (તો) ફુલે ફલે સદાય

૨૫૦ રાગ ઝીંઝોટી.

લાગ હરી દે સરખો પણ, લે લાભ તેજ સદ્‌ભાગીરે;
પુંઠે દીલ દાઝે છે જે તક ચૂકે છે દુરભાગીરે. લાગ૦

૨૫૧. પદ.

દુઃખડાં આવે છે નિજ પાપે, શ્રી વર તો દુઃખને કાપે.
કાધા મુજબ કરજ ચુકાવવું, એમાં શીદ ગભરાવું;
જે વેઠયું તે ઓછું થાતું, ફરી ન એ દુખ થાવું. દુઃખડાં૦

૨૫૨. પદ. "રતનીયા ન આવે" રાગ

હરિ નિમિત્તે દેનાર, તણો ધન્ય અવતાર.
પ્રિતે સુપ્રિતે દેનાર, તેનો થાએ બેડો પાર. હરિ૦
યશ વશ કરીને, મદ રદ કરીને;
અનુ કર્તવ્ય સ્મરી, ન કરી બીજી દરકાર. હરિ૦

૨૫૩. રાગ ઉપરનો.

ભુલેલાંને દે છે ભાન, ધન્ય ધન્ય ભગવાન;
ભક્ત વત્સલ શ્રીમાન, ધન્ય કૃપાના નિધાન. ટેક૦

ભૂલેલાજ અમે, સ્વીકૃત કીધા તમે;
સાચા સાચી સાચે સમયે, દેશો **અનંત**ને જ્ઞાન.

૨૫૪. રાગ ઉપરનો.

જો એક વશ થાય, તો તે એક બસ થાય;
કાં અનેક પંથે ધાય, એકથી સહુ સધાય.
એકજ દેવ કરો, એકજ પંથે વિચરો.
**અનુ** એકનેજ વરો, રહેો સભાગી સદાય.

૨૫૫. રાગ ઉપરનો.

કરો સરવની સેવ, રીઝે શ્રી દેવાધિ દેવ;
ચહો એ અવશ્ય મેવ, રીઝે શ્રી દેવાધિ દેવ   કરો૦
મદને રદ્દ કરીને, યશ વશ ના હરીને;
**અનુ** કર્તવ્ય સ્મરીને, પરહરીને કુટેવ.   કરો૦

૨૫૬. રાગ ઉપરનો.

ખમા રાજા રણછોડ, શ્રી ડાકોરના ઠાકોર;
ધન્ય ભક્ત ચિત્ત ચોર, કીધા ભક્તનેએ ચોર.  ખમા૦
દેશની દાઝ ધરી, વેશ વિશેષ કરી;
વસો ગામો ગામે ધામો ધામે, **અનુ** ઠરી ઠોર. ખમા૦

૨૫૭. રાગ ઉપરનો.

કેવા મોટા જગરાય, કેવા છોટા થઇ જાય; સ્વજનનેરે.   કેવા૦
મ્હારા કહે શું વળે, સાચા ભાવજ ફળે,
**અનુ** વળે તેનો છેડો, જો એનેજ ચિત્ત ચહાય.   કેવા૦

૨૫૮. પદ. વિશ્વનાથ તું વિના-એ લય.

વાલથી તોલાણા, સવા વાલથી તોલાણારે;
નિજ જન રખવાળ, સવા વાલથી તોલાણારે. વાલથી૦
વાળી તો નામ માત્ર, વ્હાલીની મૂળ વાત;
વ્હાલીની વાળી નહિ, વ્હાલથી વેચાણારે. વાલથી૦

૨૫૯. રાગ ઉપરનો.

વ્હાલાઓના વાલી કરો સાચી રખવાળીરે;
તરવા તારવા જગતાતે તક આલીરે. વ્હાલાં૦
સંગતિથી સન્મતિ કરાવી, પતિ વરાવી પ્રેમેરે;
ક્ષેમે ભવ તારી ઉતરાવી સંગે સદા સુખે પછી વસો
પ્રેમ પાળીરે. વ્હાલાં૦

૨૬૦. પદ. "દિનના દયાળ છોડી કોન શરણ જાવું." એ લય.

સાવધ રહી હરિગુણ ગણ ગાઓ પ્રેમ ધારી નરનારી,
ઉચરો કાં શ્રવણ કરો નિશદિન ભારી, તમે હરિ૦
એ સમ ન અવર ઉપાય, પકડો એ શ્રીવર પાય;
અનુ થવાય ન્યાલ એથી ઉતરી ભવ પારી. તમે હરિ૦

૨૬૧. પદ. "મોરી કર પકરત ગઇ" એ લય.

કરો હરિકૃત કિરતન દિન વળશે,
મળ ટળશે, શુચી ભાવ નિકળશે;
ફળશે સુકૃતિ અનુ અંતે હરિ મળશે. કરો૦
(અંતે અનુપતિ હરિપદ મળશે.)

૨૬૨. પદ. "હે દેવા" એ લય.

હે સજનો! ગોવિંદના ગુણ ગાઓ, થાઓ સહુને સુખકારીરે. ટેક૦
દુષ્ટ દુષ્ટતા ન મૂકે, સાધુ સાધુતા ન ચૂકે;
અનુપતિથી છે કદર થનારી, થાઓ સહુને સુખકારી.

૨૬૩. રાગ ઉપરનો.

હે પ્યારા પરમેશ્વરને પરખી, પરમ પ્રેમે પડો પાદેરે; પ્યારા૦
પરંપરા પડયો પ્રથા પાળે, પંડીત પ્રમદા પેખ્યો પ્રિયતમ પ્રભુના પ્રસાદે.

૨૬૪ રાગ ગરબી. "હરિ તોસે બોલે મેરી બાલા" એ લય.

સેવ્યા જેવા છે દેવાધીદેવજ શ્રીરામ,
જીવ જાત માત્રના વિરામ. સેવ્યા૦
સંત પ્રભાવે, નિર્મળ ભાવે,
આવે ચાલીને ગુણગ્રામ. સેવ્યા૦

૨૬૫. પદ. "મન કર્મ વાણી" એ લય.

જાણે મન માનું એ માલીકને માનું રે,
માલીકને હું માનું-મ્હારી કને હુ માનું રે. જાણે૦
માન તજી માનને તજીને, માન દઇ અનંતપતિ પ્રમાણું રે. જાણે૦

૨૬૬. પદ. "સ્તવન શુભ તારૂં કરૂં રે" એ લય

સજનો! શીર ધણી છે દીલ ધારો, ભાવે નિશદિન સંભારોરે.
અચિત ચિતમાં વાસી, વિભુ ઇશ અવિનાશી;
મંન સુખરાશી "આનંદ" અમારો. ભાવે૦

૨૬૭. પદ "માથાના મુગટ" એ લય.

હરિ ન વિસારે તેને હરિ ન વિસારે રે.
હરીને વિપત્તિ પતિ સારા અર્થ સારે રે. હરિ૦
પરમ પ્રભાવ સ્વભાવ શુચિ સુખદ,
**અનંત** ઓળખી એનોરે,
ભજવા મન બીજે ન જવા દઇ,
સુજ્ઞ સમજે છે એ છે સારે આ ંસારે રે. હરી૦

૨૬૮. પદ. "અચરા પકર" એ લય.

અહંકાર મમકાર કહાડો, પદે ભેટાડો,
સ્વસેવામાં લગાડોરે, વળે તોજ દહાડો. અહંકાર૦
**અનુ** મુળથી આડો, ન જુવે વાટ કે ખાડો:
ઝટ શ્રીરામ સ્વામી, સુમારગે ગાડું પાડો. અહંકાર૦

૨૬૯. પદ. "બતાદે સખી" એ લય

ધર્મી થઇ ધણીને ભાવે ભજી લ્યો ભાઇ,
કુડી કરો કા કમાઇ ધર્મી૦
ઘણા ધર્મીની વ્હાર કરે છે, અંતે અધર્મીની હાર કરે છે;
જાતે જગતમાં જણાઇ. ધર્મી૦

૨૭૦. રાગ ઉપરનો

અઘહર મંગળકર શ્રીવરનો સંબંધ, જ્ઞાનાનંદ અનંત;
અન્ય સંબંધ બંધ થનારા, **અનુ** એ વિણ દુઃખ દ્વંદ. અઘ૦

૨૭૧. **ભૈરવી.**

કુકામ પરહરિ ભજી લ્યો શ્રી હરિ,
તદ્દલોજ તો, નવ ભુલો ફરી ફરી. ભજી લ્યો૦

**અનંત** પ્રેમે વિધિથી વરી,
ગુણ ગાઇ રોજ અઘ ઘો સંહરી. ભજી લ્યો૦

### ૧૭૨. ભૈરવી.

સજન નિત્ય લ્યો નારાયણ નામ, રાખો એથીજ કામ. સજન૦
**અનંત** સ્વામી, પૂરણ કામી, પદ પંકજમા પ્રણામ. સજન૦

### ૧૭૩. ભૈરવી.

છે સહુના હરિ, જુવે નહિં નાતિ જાતિ રે. છે સહુના૦
**અનુ** ભજે ભાવે, તેજ ખરે ફાવે;
અંતે ઠરાવે સ્વજ્ઞાતિરે. છે સહુના૦

## ૨૭૪. अंतिम् शुभेच्छा.

### પદ. ધ્રુપદ.

શાતિઃ શાતિઃ ॐ શાતિઃ
પ્રકટો સઉમાં સ્વરૂપ કાતિ, ભાગો સ્થાણુ પુરૂષ ભ્રાંતિ;—શાંતિઃ૦

સર્વ તણું લક્ષ્ય સ્થાન, શિરોમણિ આત્મ જ્ઞાન;
કરવા પાન, વળજો ધ્યાન; —શાંતિઃ૦

સ્વરૂપ ધ્યાનને, દિવ્ય જ્ઞાનને; સદ્ય પામજો, ક્લેશ વામજો.
સર્વ તણા અંતરમા, પ્રભુ વિરાજજો,
અંતર શુભેચ્છા તેમની સફળ થજો. —શાંતિઃ૦

## ૨૭૫. થાળ.

આવો આવોને દીન દયાળ, દુખડાં હરવાને;
મેં પ્રેમે પીરસ્યો થાળ, ભોજન કરવાને.
તમે જગત જીવાડણ નાથ, હેત ધરી આવો;
હું દુર્બળ જોડું હાથ, મુજ મન એ લ્હાવો.
તમે ભકત તણી સંભાળ, લીધો હું જાણું રે;
છો રંક તણા પ્રતિપાળ, હું શું વખાણું રે.
તમે ભીલ્લણકેરાં બોર, હરિ હેતે લીધા;
ઋષિકેરા ઉત્તમ અન્ન, અંગીકૃત નહિ કીધા;
સુદામા તણા તાંદુળ, અમૃત સમ ગણીયા;
તેને રિદ્ધ સિદ્ધ દીધી અનેક, કંચને ઘર ચણીયાં.
પ્રભુ વિદુરજીને ઘેર, જમી આવ્યા ભાજી;
દુર્યોધનનાં મિષ્ટાન્ન, હરિ દીધાં ત્યાગી.
વળી કરમાબાઇનો ખીચ, જાણું તમે જમીયા;
સબળ પર નહિ ચિત્ત, નિજ જન મન ગમીયા.
એવાં જોઇ અતિ દ્રષ્ટાંત, મુજ મન રાચું છું;
હું દુર્બળ કેરૂં અન્ન, લીયો એ યાચું છું.
આ તો સૂક્ષ્મ છે રે પ્રસાદ, નહિ પડશે ભારી;
પૂરો નિજ જન કેરી આશ, સુણી વિનતિ મારી.
જળ પાત્ર ધર્યું છે પાસ, પાન કરો પ્રીતે;
વળી તાંબુલનો મુખવાસ, મેલ્યો જગ રીતે.
પ્રભુ પ્રીતે કરૂં સાષ્ટાંગ, મન માની લેજો;
**નરસિંહ** જાણી નિજ અંગ, દાન દયા દેજો. આવો૦

## ૨૭૬. શ્રી સદ્ગુરુની આરતિ.

જય સદ્ગુરૂવર પાવન, જય કરૂણાસિન્ધો,
સ્વામિન્ જય કરૂણાસિન્ધો.
જય ભવભીતિ વિનાશન, (૨) શરણાગત બન્ધો,
ૐ જય દેવ જય ગુરૂદેવ.

વન્દે પરમાનન્દં શાશ્વતમાનન્દં, સ્વામિન્ શાશ્વત૦
નિર્ગુણ પૂર્ણાનન્દં, (૨) સચ્ચિચ્છુદ્ધં દં. ૐ જય દેવ૦
બ્રહ્માદિસેવ્યં સુપં સર્વાત્મા રૂપં, સ્વામિન્ સર્વાત્મા૦
ગુણાતીતસ્વરૂપં, (૨) જ્ઞાનઘનં ભૂપં. ૐ જય દેવ૦
દુર્ગતરમાયાતીતં નિત્યં શં શીતં, સ્વામિન્ નિત્યં૦
કાયાદિશત્રુભીતં, (૨) ચેન્દ્રિયગણજીતં. ૐ જય દેવ૦
ભવસિન્ધુકર્ણધારં, નિગમાગમસારં, સ્વામિન્ નિગમા૦
ચિદાનન્દસ્ત્વપારં, (૨) વરદં ભવતારં. ૐ જય દેવ૦
સ્તવનં ભકત્યા સારં, પઠતિ તુ સંસારં, સ્વામિન્ પઠતિ૦
સહન્તિ લભતેઽપારં, (૨) મોક્ષપદં સારં. ૐ જય દેવ૦

## २७७. श्री रामचंद्रजीनी आरति.

જય દેવ જય દેવ જાનકીના સ્વામિ, જય જાનકીના સ્વામિ;
કૃપાળુ પૂરણ કામી (૨) પ્રણમુ શીર નામી. જય દેવ જય દેવ.

નખ શીખ નીરખું નાથ, ઉમંગ ઉર આણી (૨)
આત્મા ચર્ણે અરપું (૨) જીવ-જીવન જાણી જય દેવ જય દેવ.

ઉભરે ઉરમાં પ્રેમ, શું મુખથી વરણું (૨)
જગમાં સદૈવ તમને (૨) સરવસ નાથ ગણું. જય દેવ જય દેવ.

શું અરપું પ્રભુ ભેટ, છે સઘળું ત્હારૂં (૨)
તુજ લાયક ત્રીભુવનમાં (૨) કશુંએ નવ ધારૂં. જય દેવ જય દેવ.

સ્વતઃ સુખી સંપૂર્ણ, શું હુ સેવ કરૂં (૧)
વેદ શેષ થાકે ત્યા (૨) શું હું સ્તુતિ ઉચરૂં. જય દેવ જય દેવ.

કયાં વિભૂ તું જગરાજ, કયાં હું રંક અણું (૨)
અંજલીમાં અન્તુ હું, મ્હારૂં સરવ ગણું જય દેવ જય દેવ.

## ૨૭૮. योमीयोनी आरति.

ૐ જય આનંદ મૂર્તિ, પ્રભુ જય આનંદ મૂર્તિ;
ૐ જય દેવ જય ગુરૂ દેવ!
ૐ સત્ય ધર્મ પ્રમાણે, અનુભવની આરતિ. ૐ જય દેવ જય ગુરૂ દેવ૦

ૐ જય નિર્ગુણ રાયા, પ્રભુ જય નિર્ગુણ રાયા;
ૐ આરતિ કીજે અવિનાશીની, વ્યાપત નહીં માયા. ૐ જય૦

ૐ કાયા કંચન થાળ, જીસપર પાંચ પચીસ બાતી; ૨) પ્રભુ૦
ૐ આત્મારામની જ્યોતો, (૨) વિણ તિલે બાતી. ૐ જય૦

ૐ ઘટમાં ઘંટા અનહદ વાગે, અનહદના' એવા; (૨) પ્રભુ૦
ૐ સત્ય ધર્મ ગુરૂદ્વારે જાતા, (૨) સમજીને લેવા. ૐ જય૦

ૐ એકવીસ હજાર છસો રટણા, દ્યો મનને કુંચી; (૨) પ્રભુ૦
ૐ એ ઘર તો કોઇ વિરલા જાણે,'૨)પરિબ્રહ્મ આરતિ. ૐ જય૦

ૐ અષ્ટ પહોરે પ્રવીણ રહીને; બે પહોરે મણે; (૨) પ્રભુ૦
ૐ સત્ય ગુરૂનો ગ કરે તે, જાક્ષમ ગુરૂ જાણે. ૐ જય૦

ૐ તિલકી ઓથે માંહી તમાસા, એ સંતે જાણ્યા; (૨) પ્રભુ૦
ૐ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ પ્રતાપે, (૨) અમરાપુર માણ્યા. ૐ જય૦

## ૨૭૯. श्री गुरुदत्तनी आरति.

આરતિ દત્તાત્રય પ્રભુચી, કરાની સદ્ભાવેં સાંચી. ટેક॰
શ્રીપદ કમળા લાજવિતી, વર્તુલ ગુલ્ફ રમ્ય દિસતી,
કટી સ્થિત કૌપિન તી વરની, છાટી અરૂણોદય વરિતી;
વર્ણું કાય તિચી લીલા, હીચ પ્રસવલી, મિષ્ટ અન્ન બહુ,
તુષ્ટચિ ઝાલે, બ્રહ્મક્ષત્ર આણિ વૈશ્ય શૂદ્રહી,
સેવુનિયાં જીચી. કરાવી॰

ગુરૂવર સુંદર જગ-જેઠી, જ્યાચે બ્રહ્માડે પોટીં,
માળા અવલંબિત કંઠીં બિમ્બફળ રમ્યવર્ણ ઓઠીં,
અહાતી કુંદર દન શોભા, દંડ કમંડલુ, શંખ ચક્ર કરીં,
ગદા પદ્મ ધરિ, જટા મુકુટ પરિ, શોભતસે જ્યાચી. કરાવી॰

રૂચિર સૌમ્ય યુગ્મદૃષ્ટિ, જીનેં દ્વિજ તારિયલા કુષ્ટી;
દરિદ્રેં બ્રાહ્મણ બહુ કષ્ટી, કેલા તિનેંચ સંતુષ્ટી,
દયાળા કિતી હ્મણુનિ વર્ણૂં, વંધ્યા વૃદ્ધા, તિચી સુશ્રદ્ધા,
પાહુનિ વિબુધચિ, પુત્રરત્ન જીસ, દેઉનિયાં સતિચી,
ઇચ્છા પુરવિલી મનિંચી. આરતિ॰

તલ્લિન હોઉનિ ગુરૂચરણીં, જોડુનિ ભક્તગજ પાણી,
માગે હેંચિ જનક જનની, અંતીં ઠાવ દેઇં ચરણીં,
નકો મજ દુજેં અણિક કાહીં, ભક્તવત્સલા, દીન દયાળા,
પરમ કૃપાળા, શ્રીપદકમળા, દાસ નિત્ય યાચી,
અપેક્ષા કરૂં નકો સાચી. આરતિ॰

## २८०. षट्चक्रमां श्री गुरुदत्तनी–आरती

मूलाधारे वारिजपत्रे सुचतुष्के, वंशंषंसं वर्णं विशाले सुविशाले;
रक्तं वर्णं श्रीगणनाथं भगवंतं, दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि.
स्वाधिष्ठाने षड्दलपत्रे सतु लिंगे, बाला तावद्वर्णे विशालेसुविशाले;
पीतं वर्णं वाक्पतिरुपं द्रुहिणं तं, दत्तात्रेयं श्रीगुरुमुर्तिं प्रणतोऽस्मि.
नाभौ पद्मे पत्रदशाके डफवर्णे, लक्ष्मीकांतं गरुडारुढं नरवीरं;
नीलं वर्णं निर्गुणरुपं निगमां तं, दत्तात्रेयं श्रीगुरुमुर्तिं प्रणतोऽस्मि.
हृत्पद्मांते द्वादशपत्रे कठवर्णे, साम्बं शैवं हंसविशेषं शमयंतं;
सर्गस्थित्यं तं कुर्वं तं शिवशक्तिं, दत्तात्रेयं श्रीगुरुमुर्तिं प्रणतोऽस्मि.
कंठस्थाने चक्रविशुद्धे कमालाते, चन्द्राकारे षोडषपत्रो स्वरवर्णे;
मायाधीशं बीजशिवं तं निजरुपं, दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि.
आज्ञा चक्रे भ्रकुटीस्थाने द्विदलांते हंसं बीजं ज्ञानसमुद्रं गुरुमूर्तिं;
विद्युद्वर्णं ज्ञानमयं तं जटिलाख्यं, दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि.
मूर्ध्निस्थाने वारिजपत्रे शशिबीजे, शुभ्रं वर्णं पद्मसहस्त्रं सुविशालं;
हं बीजाख्यं वर्णसहस्त्रं तुरियांतं, दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि.
ब्रह्मानंदं ब्रह्ममुकुंदं भगवंतं, ब्रह्मज्ञानं सत्यमनंतं भवरुपं;
पूर्णं चिद्घन पंचमखंडं शिवरुपं, दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि;
शांताकारं शेषशयानं सुरवंद्यं, कांतानाथं कोमलगात्रं कमलाक्षं;
चिंतारत्नं चिद्घनपूर्णं द्विजराजं, दत्तात्रेयं श्रीगुरुमूर्तिं प्रणतोऽस्मि.

## ૨૮૧. प्रेमनी आरति.

જય પ્રેમ! જય પ્રેમ! જય જય ૐકારા, (હરિ) જય જય ૐકારા
રૂપ ગુણ નામથી ન્યારા, ૐ રૂપ ગુણ નામથી ન્યારા;
રૂપ અપરંપારા, ૐ જય પ્રેમ જય પ્રેમ.

શૂન્ય શિખર પર 'ઓર' અલખ તખત સોહમ્ (૨) ૐ
અદ્ધર બંસી બજાવે, અદ્ભુત પ્રેમ સ્વયમ્. ૐ જય પ્રેમ૦

બ્રહ્મ અવ્યાકૃત આપ, સ્થિર રહીને રૈળ્યું; (૨) ૐ
ઉત્પતિ સ્થિતિ લયનું, (૨) માયા રૂપ ખેલ્યું. ૐ જય પ્રેમ૦

પ્રકટયું બ્રહ્મ અનંગ, રગ રગમા ઉભર્યું; (૨) ૐ
સચરાચર સોરંગી, (૨) વસ્તુ સ્વતઃ વિલસ્યું ૐ જય પ્રેમ૦

બાવનથી રહી બહાર, બાવનમાં નાચ્યું; (૨) ૐ
જીવ રૂપે થઇ સાગર, (૨) પોતાને ગાયુ ૐ જય પ્રેમ૦

## ૨૮૨. प्रितमनी आरति.

આનંદ મંગળ કરૂં આરતી, હરી ગુરૂ સંતની સેવા,
પ્રેમ કરી મંદીર પધરાવું, સુંદીર સુખડાં લેવા આનંદ.
ત્રીભોવન પાવન ભકત ઉધારણ, મુગત અકળ અભેવા,
શીવ સનકાદીક સૂરપતી બ્રહ્મા, ઇચ્છે પદરજ લેવા. આનંદ.
રત્ન કુંભવત્ બાહર ભિતર, અકળ અરૂપી એવા,
સકળ તીરથ સંતોને ચરણે, ગંગા જમુનાં રેવા. આનંદ.
ધ્રુવ અંબરીશ પ્રહલાદ વિભીષણ, અનંત ભકત છે એવા,
કહે પ્રિતમ ઓળખો એંધાણી, હરીજન હરીના જેવા. આનંદ.

## ૨૮૩. द्वादश लिंगनी आरति.

પ્રથમ સમરૂં સોરઠી સોમનાથ, નિત્ય દરશન કીજે; શિવ (૨)
બીજા શિવ રામેશ્વર, (૨) મલ્લિકાર્જુન રાચે. ૐ હર હર હર મહાદેવ.

ત્રીજા શિવ કેદાર, ગંગોદક ગાજે, શિવ ગંગોદક ગાજે;
ચોથા શિવ મહાંકાળ, (૨) ઉજ્જેણી વાશી. ૐ હર હર હર૦

પંચમ પૂર્વે દેશ વૈજનાથ ઝાડખડી, શિવ વૈજનાથ ઝાડખંડી;
છઠ્ઠા શિવ નાગેશ્વર, (૨) ધ્યાન ધરે દંડી. ૐ હર હર હર૦

સપ્તમ્ દીનદયાળ, વિશ્વેશ્વર કાશી, શિવ વિશ્વેશ્વર કાશી;
અષ્ટમ્ શિવ ૐકાર, (૨) રેવા તટવાશી. ૐ હર હર હર૦

નવમા ભીમશંકર ભક્તિ અચળ ભાવે, શિવ ભક્તિ અચળ ભાવે;
દશમા શિવ રામેશ્વર, (૨) શ્વેતબિંદુ કહાવે. ૐ હર હર હર૦

ગુષ્ણેશ્વર ગુણગ્રામા એકાદશ જ્યોતિ, શિવ એકાદશ જ્યોતિ;
દ્વાદશ ત્ર્યંબકનાથં, (૨) ગુરૂ સુખ લ્યો શોધી. ૐ હર હર હર૦

આરતિ દ્વાદશલિંગં જે કોઇ ગાશે, શિવ જે ભાવે ગાશે;
ભણે **શિવાનંદ** સ્વામિ, (૨) સુખ સંપત થાશે, કૈલાશે જાશે. ૐહર૦

## ૨૮૪. सद्गुरुनुं निराजन.

જય સદ્ગુરૂ સ્વામિ, જય સદ્ગુરૂ સ્વામિ.
ઘટ ઘટ પૂરણ પોતે, (૨) સર્વાંતર્યામિ. જય સદ્ગુરૂ સ્વામિ૦
દયાસિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી; (૨) ગુરૂ૦
શું ઉપમા હું અરપું, (૨) જાય મતિ હારી. જય૦

જન્મમરણુ જલ પૂરણ, સુખ દુખ મચ્છ રહ્યા; (૨) ગુરૂ૦
એવા ભવથી તાર્યો, (૨) ગુણુ નવ જાય કહ્યા. જય૦
હવે થયો કૃતકૃત્ય, નિમગ્ન આત્મપદે; (૨) ગુરૂ૦
સ્વપ્ન તુલ્ય જગ જાણું, (૨) બ્રહ્માનંદ મળે. જય૦
વેદ ગુરૂ ઇશ્વર, ને પુનઃ પુનઃ પ્રણુમું; (૨) ગુરૂ૦
આયુ લગી અનુચર થઇ, (૨) તવ ચરણે વિરમું. જય૦
એ કરવું છે શકય, અન્ય અશકય ખરૂ; (૨) ગુરૂ૦
આત્મજ્ઞાન તુલ્યે શું, (૨) પ્રત્યુપકાર કરૂં. જય૦
સમજી રહુંછું શાંત, આપ કૃપા બલથી, (૨) ગુરૂ૦
ડોસાને ઉગાર્યો, (૨) તાર્યો ભવ જલથી. જય૦

## ૨૮૫. શ્રી કૃષ્ણની આરતિ.

ઉતારો આરતિ શ્રી કૃષ્ણુ ઘેર આવ્યા;
માતા યસોદા કુંવર કાંન ઘેર આવ્યા;
ઝીણે ઝીણે ચોખલીયે ને મોતીડે વધાવ્યારે. ઉતારો.

## ૨૮૬.

कर्पूर गौरं करुणावतारं संसारसारं भुजगेन्द्रहारं ।
सदा वसंतं हृदयारविंदे भवं भवानी सहितं नमामि ॥
मंगलं भगवान् विष्णुर्मंगलं गरुडध्वज: ।
मंगलं पुंडरीकाक्षो मंगलाय तनो हरिः ॥
सर्व मङ्गल माङ्गल्ये शिवे सर्वार्थ साधिके ।
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोस्तुते ॥

## २८७. श्री रामचंद्रजीनी ध्यानसह स्तुति.

### राग–हमीर–तेवरा.

श्री रामचंद्र कृपालु भज मन हरण भवभय दारुणं;
नव कंज लोचन कंज मुख कर कंज पद कंजारुणं.
कंदर्प अगणित अमित छबि नवनील नीरद सुन्दरं;
पटपीत मानहु तडित रुचि शुचि नौमि जनकसुतावरं.
शिर किरिट कुन्डल तिलक चारु उदार अंग विभूषणं;
आजानुभुज शरचापधर संग्रामजीत खर दूषणं.
भज दीनबंधु दिनेश दानव दलन दुष्ट निकंदनं;
रघुनंद आनंदकंद कोसलचंद दशरथ नंदनं.
इति वदति तुलसीदास शंकर शेष मुनि मन रंजनं;
मम हृदयकंज निवास कुरु कामादि खल दल गंजनं.

### २८८.

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरूर्देवो महेश्वरः ।
गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥
ध्यानमूलं गुरोर्मूर्तिः पूजामूलं गुरोः पदं ।
मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोःकृपा ॥
अज्ञानतिमिरान्धस्य ज्ञानाजनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥
असितगिरि समं स्यात् कज्जलं सिंधुपात्रे ॥
सुर तरुवर शाखा लेखनी पत्र मुर्वी ॥
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥
त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्व मम देव देव ॥
कायेन वाचा मनसेंद्रियैर्वा बुद्ध्यात्मनावा प्रकृतेःस्वभावात् ।
करोमि यद्यत् सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥
कर चरणकृतं वाक्कायजं कर्मजं वा श्रवग नयनजं वा मानसं वा पराधं ।
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जयजय करुणाब्धे श्रीमहादेव शंभो ॥
अच्युतं केशवं रामनारायणं कृष्ग दामोदरं वासुदेवं हरिं ।
श्रीधरं माधवं गोपिका वल्लभं जानकी नायकं रामचंद्रं भजे ॥

अच्युतं शाश्वतं निष्प्रपंचात्मकं । निर्गुणं निष्कलं निर्मलं व्यापकम् ॥
निष्क्रियं सच्चिदानन्दरूपोऽस्म्यहं । चाद्वयं केवलं शुद्धदेवं भजे ॥

हरे राम हरे राम, राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण, कृष्ण कृष्ण हरे हरे ॥

ॐ शांतिः शांतिः शांतिः

श्री सद्गुरुदेवकी जय. हर हर महादेव.

## વિષય અનુક્રમણિકા:—

(સૂચના-જ્યાં ભજન નંબર નથી અગર બેવડાયા છે, તેને માટે પાન નંબર, ભજન નબરની નીચે લખ્યો છે, જેમ કે ૧૦/૯૫-૦/૪૪ વિગેરે.)

# હીતનાં વચનો.

૧ કહેલું હીત જે સાભળતો નથી તેને બેહેરા સરખો જાણવો.

૨ જે ક્રોધને સ્વાધીન થાય છે તેને આંધળા સરખો જાણવો.

૩ જે સારુ બોલી જાણતો નથી તેને મુગા સરખો જાણવો.

૪ જે સારૂ માઠું સમજતો નથી તેને પશુ સરખો જાણવો.

૫ જેને હાથે પરોપકાર ઘણો થાય છે, તેને મોટો જાણવો

૬ જુવાની ધનને આયુષ્યના ભરોસે જે રહેતો નથી, તેને સાવધ જાણવો

૭ જે સંકટથી બીહીતો નથી, તેને ધીરજવાન જાણવો.

૮ જેનું મન સ્થિર તે સુખિ

૯ કોઇ આપણી સ્તુતિ કરે તે ઉપર ભુલવું નહી. કેમકે પોતાના કામ સારૂ લોક જુઠું બોલે છે.

૧૦ આપણી પાછલ કોઇ આપણી નિંદા કરે તે સાંભળીને લડવા જવું નહીં. પીઠ પાછળ હલકા લોક માઠું બોલે છે.

૧૧ કોઇ ગરીબને જોઇને તેનો અનાદર કરવો નહી કેમકે કદાચિત કોઇ વેળા આપણી પણ એવી દશા થશે.

૧૨ કોઇ સાથે વેર બાંધવું નહી

૧૩ આપણી પાસે દ્રવ્ય હોય તો શોક કરવા સર્વે આવે.

૧૪ સારા લોકની શિખામણ કડવી લાગે પણ તે હિતકારક હોય છે

૧૫ આપણી છાની વાત ઘણું કરીને કોઇનો વિશ્વાસ રાખીને કહેવી નહ

૧૬ આપણી પેદાશ ને ખર્ચ માંડતાં રહેવુ, તેને કરીને માણસ સાવધ રહે

૧૭ વહેવારની વાતે શરમ રાખવી નહીં.

૧૮ જુગતીની વાત નાના પાસેથી પણ લેવી.

૧૯ ઘરમેળે કજીયો પતે ત્યાં સુધી સરકાર જવાની વાતમાં પડવું નહિ

૨૦ મુએલા માણસનું સર્વથા ભુંડુ બોલવુ નહિં.

૨૧ કોઇની છાની વાત ઉઘાડી કરવી નહિં.

૨૨ મેવો મીઠાઇ ખાવાની જીભને ટેવ પાડવી નહિં.

૨૩ બીજાનો કજીયો વચાતો લેવો નહિં.

૨૪ એક કામ પુરૂ થયા પછી બીજા કામમાં હાથ ઘાલવો.